ઇન્ડીઆ સ્ટેટ્સ એજન્સિએ નં. ૭. ૨૩૭-૩૫ તા. ૪-૧૨-૩૫થી
જુનાગઢ, ભાવનગર, પોરબંદર અને રાજકોટ વગેરે સ્ટેટોએ
કન્યાશાળા માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલ છે.

---

# નવી ગરબાવળી

લેખક

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

પ્રકાશક




ઠા. બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ.

પ્રકાશક તરફથી અભિપ્રાય માટે

# બે બોલ

કુદરત એ જીવનનું ઉત્પત્તિક્ષેત્ર છે. તેનાં વિવિધ અંગોમાંથી અનેક રસમય ઝરણાં ઝરી, જીવનનાં મૂળને પોષણ આપી તેને નવપલ્લવ રાખે છે. જેમ ગમે તેટલાં જપ, તપ, યોગ, યજ્ઞ, દાન, પુણ્ય વગેરે લવ સત્સંગની તોલે આવતાં નથી; તેમ કૃત્રિમતાના કેટલાયે ઠાઠમાઠ કે એમાંથી સુખોપભોગ મેળવવાની લાલસાવાળાં હૈયાંઓએ પેદા કરેલી, રાગ-વિરાગમય ભાવનાઓની વિવિધ સૃષ્ટિઓ માંહેની કોઇ પણ વસ્તુનો આનંદ, તે રંચ જેટલા પણ કુદરતના સંસર્ગના આનંદની તોલે આવતો નથી. આથીજ જગત મૃગજળ જેવી કૃત્રિમ રચનાઓથી થાકી વિશ્રાંતિ લેવા પ્રકૃતિસૌંદર્યના નિર્મળ સરોવર તરફ તરસ્યાં હરણાંની પેઠે ધસતું આવે છે.

કાવ્યમાં પણ એજ અનુભવ દૃષ્ટિગોચર થાય છે. અનેક પ્રકારની ઉલ્લાસ ભરી ભાવનાઓમાં અથડાઇને શ્રમિત થયેલું હૃદય છેવટે પ્રકૃતિની સાદી પ્રતિમામાં કે તેના શબ્દચિત્રમાં માતાની ગોદ જેવી મધુરી શીતળતા અનુભવે છે.

'નવાં ગીતો' માટેનો આ પ્રકારનો અનુભવ આજ ૨૦-૨૫ વર્ષથી-તે પ્રસિદ્ધ થવા અગાઉનો છે. અને વિશેષ કરીને બાલહૃદય જેણે પ્રકૃતિમાતાની હુંફાળી ગોદ-હજુ તજી નથી હોતી, તેના આશીર્વાદ એમના ઉપર ખૂબ ઊતર્યા છે; કેમકે એમાં એને પ્રકૃતિનું કંઇક દર્શન થાય છે; એમ બાલપ્રેમી સજ્જનો અને અનુભવીઓના અભિપ્રાય થયા છે.

'નવાં ગીતો' માત્ર પુત્રો માટેજ નહોતાં, પણ તેમાં કંઈક અધિક અંશે તેમજ કંઈક વધારે મીઠું એવું હોય તો તે કન્યાઓના ભાગનું હતું; અને તે ભાગને ઘણી કન્યાશાળાઓ, રાષ્ટ્રીયશાળાઓ, ખાનગી સંસ્થાઓ તથા ફીમેલ ટ્રેનિંગ કૉલેજોએ પણ અપનાવ્યો છે.

ચાલુ ટેક્સ્ટ તરીકે મંજૂર થએલી ગરબાવળીઓ અને રાસનાં પુસ્તકોની સરખામણીમાં પણ જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણેની અભિરુચિ શાળાઓની અને બાળાઓની મેં જોઈ ત્યારે મને 'નવી ગરબાવળી' પ્રસિદ્ધ કરવાની ઈચ્છા થઈ; પરંતુ તે અનુકૂળતાને અભાવે કેટલીક મુદત સુધી બર ન આવી; આજે તે પૂર્ણ કરૂં છું. તેનો સત્કાર થવો કે ન થવો એનો આધાર તેના સત્ત્વ ઉપર રહેશે.

આ 'નવી ગરબાવળી' માં કાવ્યો જૂનાં અને નવાં બન્ને છે. તે બધાં રાસની રીતે હીંચ કે ત્રિતાલમાં સુંદર રીતે ગાઈ શકાય છે. અતિશય લાંબા રાસ કે જેનાથી બાળાઓ બોલતાં કે મુખપાઠ કરતાં કંટાળે છે, તેવા આમાં નથી; તેથી રાસપ્રેમીઓનાં 'ટૂંકાં અને મીઠાં' ગુંજન થઇ પડયાં છે, અને હજુ પણ થશે એવી આશા છે. અર્થ, અન્વય અને સમજૂતીની ઝીણી ગૂંથવણોમાં ઉતરતાં ઘણીવાર કાવ્યના આત્માની અસર ઓછી થઈ જાય છે; પરંતુ કાવ્યના ભાવને અનુરૂપ સુંદર રીતે ગાવા ગવરાવવાથી તેની અસર ઉંડી થાય છે. અને તેનો ભાવ હૃદય ગ્રહણ કરી લે છે એ ઉપર લક્ષ દોરવા રજા લઉં છું.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

———:૦:———

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ "નવી ગરબાવળી" ની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં તેની લોકપ્રિયતાને લીધે સંતોષ થાય છે, એટલુંજ નહિ પણ તે શાળોપયોગી ટેક્સ્ટ બુક તરીકે પણ કેટલેક સ્થળે ચાલુ થઈ છે; એ તેની ઉપયોગીતાનો વિશેષ પુરાવો છે. અગાઉની આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં સાત ગીતો જે બાળાઓમાં પ્રિય થઇ પડયાં છે તેમજ તેમની આગળ આદર્શ તરીકે મૂકવા જેવાં છે તે નવાં ઉમેર્યાં છે; કીંમત ૦-૪-૦ ને બદલે ૦-૩-૦ રાખી છે, આશા છે કે વાચકવર્ગની પસંદગી પામશે.

———:૦:———

## છઠ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના

આ 'નવી ગરબાવળી' ની છઠ્ઠી આવૃત્તિ તેમના તરફની શાળાખાતાની મમતાનુંજ પરિણામ છે. વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સિ, રાજકોટ સ્ટેટ, પોરબંદર સ્ટેટ, જુનાગઢ સ્ટેટ અને ભાવનગર સ્ટેટ વગેરે સ્ટેટોમાં આ ગરબાવળી ટેક્સ્ટ તરીકે સ્વીકારાઈ છે એટલુંજ નહિ પણ ટ્રેનિંગ કોલેજો, વનિતા વિશ્રામ હાઇસ્કૂલ જેવી સંસ્થાઓની પસંદગી પણ તેના પર ઊતરી છે. ચોથી આવૃતિમાં પાંચ કાવ્યો અને કેટલાંક કાવ્યોનું ટિપ્પણ મૂકયાં હતાં, છતાં કિંમત છે તેજ રાખી છે. આશા છે કે મુંબઈ ઈલાકાનાં બીજાં કેળવણી ખાતાંઓ પણ યોગ્ય કદર કરશે.

ત્રિભુવન વ્યાસ

# અનુક્રમણિકા

# નવી ગરબાવળી

## વ્હાલી બા

બા લાગે વ્હાલી, મને તો
બા લાગે વ્હાલી;
વ્હાલામાં વ્હાલી, મને તો
બા લાગે વ્હાલી.
હિંચોળી ગીત મીઠાં ગાતી,
દૂધ મીઠું પાતી—મને તો૦
જે માગું તે સઘળું દેતી,
બચીઓ બહુ લેતી—મને તો૦
હસું રમું તો રાજી થાતી,
રડું તો મૂંઝાતી—મને તો૦
વાંક બધાયે મારૂ કરીને,
મારા ગુણ ગાતી—મને તો૦



# વાદળીની રમત

( અલી આળસડી—રાહ થોડા ફેરફારથી )

અલી વાદળડી ! તારી રમત મારે રમવી છે !
અલી વાદળડી ! તારી રમત મારે રમવી છે ! ॥ ધ્રુવ ॥

તારે ચોક મજાનો કેવો છે;
    ફૂદરડી ફરવા જેવો છે;    અલી૦
એમાં ખૂણા ખચકા ક્યાંય નથી
    તું તો પણ ક્યાં સંતાઈ જતી ?    અલી૦
તું તો સાંજ સવારે રંગાતી,
    વળી ધોળી શાથી થઇ જાતી ?    અલી૦
તમે સહિયર સઘળી રાસ રમો,
    પણ મૂંગી મૂંગી કેમ ભમો ?    અલી૦
મને તેડી તારે ઘેર જજે,
    પછી અદ્ધર ઊડતાં શીખવજે;    અલી૦
ચડી મેઘઘટાના ઘૂમટ પર,
    તું નાચે શી થૈ થઈ નટવર !    અલી૦
તારી નોબત ગડુડ બજાવા દે,
    પેલી વીજલડી ચમકવા દે;    અલી૦
સખી ! આપણ ગોઠડલી કરીએ,
    પછી જગ પર અમીઝરણે ઝરીએ;    અલી૦

# મોર

( રાગ—સારંગ )

આવ રૂપાળા મોર, મારે ઘેર
આવ રૂપાળા મોર,
પાણીડાં પાઉં ને ચણ નંખાવું
ચોકમાં ચારે કોર; મારે૦

તારાં પીછાંમાં હીરલા ઝબકે
શોભતા સુંદર રંગ,
નાચ કળા કરી નાચ ઉમંગે
હું પણ નાચું સંગ; મારે૦

ઢેંહુક ઢેંહુક કરતી તારી
ઢેલડી સાથે લાવ,
ફેર-ફૂદરડી ફરતાં તારાં
ગીત મને સંભળાવ; મારે૦

જો પેલો મેહુલો ગાજે ને વીજે
એને તું આહીં બોલાવ,
બોલ હું બોલાવું સાથ ઊંચેથી
આવ 'મે આવ' 'મે આવ'; મારે૦

# વીજળી

( ચણુક ચીભડી બામણ બીબડી—એ ચાલ )

[ રાગ—બિહાગ ]

હું ચમકારા કરતી વીજળી,
વાદળમાં તો રમઝમ ચાલું,
ઝળહળ ઝળહળ કરતી મહાલું,
ઉપર જાઉં નીચે જાઉં,
આભમાં સંતાતી જાઉં;
ઝબૂક વીજળી ઝબૂક !
જરાક મારૂં મોં મલકે ત્યાં—
વાદળ ખડખડ ખડખડ હસે !
ને મોતીડે મે વરસે !
ચાલું ત્યાં અજવાળાં થાય,
અંધારું ઝટ નાસી જાય;
ઝબૂક વીજળી ઝબૂક !
આખી દુનિયામાં હું દોડું,
પડું ઉપર તો ડુંગર તોડું,
ધરતીના પડદાને ફોડું;
હુંમાં જરાય ભાર નહિ—
ને મારા બળનો પાર નહિ !
ઝબૂક વીજળી ઝબૂક !

——:o:——

# કૂદરડી

( ઘેરીઘેરી મોરલીઓ વાજે છે )

ફરો ફરોને છોકરાં કૂદરડી
જેમ ફરે ઉંદરડા ઉંદરડી—ફરો૦
ફરે ચાંદો સૂરજ એ ઉંદરડા
પેલી તારલીઓ સહુ ઉંદરડી—ફરો૦
ફરે દિવસો તે ધોળા ઉંદરડા
પેલી રાત રૂપાળી ઉંદરડી—ફરો૦
ફરે મેહુલો મોટો ઉંદરડો
પેલી વાદળીઓ સૌ ઉંદરડી—ફરો૦
ફરે ઈશ્વર જો થઈ ઉંદરડો
તો દુનિયા થઈ જાય ઉંદરડી—ફરો૦

---

# ખિસકોલી

તું અહીંયાં રમવા આવ મજાની ખિસકોલી
તું દોડ તને દઉં દાવ મજાની ખિસકોલી
તું કેવી હસે ને રમે ! મજાની ખિસકોલી
તારા કૂદકા તો બહુ ગમે મજાની ખિસકોલી
તું જ્યારે ખિલખિલ ગાય મજાની ખિસકોલી
તારી પૂંછડી ઉંચી થાય મજાની ખિસકોલી

તારે અંગે સુંદર પટા મજાની ખિસકોલી
તારી ખાવાની શી છટા ! મજાની ખિસકોલી
તું ઝાડે ઝાડે ચડે મજાની ખિસકોલી
કહે કેવી મજા ત્યાં પડે ? મજાની ખિસકોલી
બહુ ચંચળ તારી જાત મજાની ખિસકોલી
તું ઉંદર ભાઇની નાત મજાની ખિસકોલી



## મેહુલો

(ભેટે ઝુલે છે તલવાર–રાહ)

આવ રે મેહુલા ! આવ
મેહુલા અષાડના રે ! ાધ્રુવા
ઘેરી ઘેરી વાદળી જળે ભરી રે (૨)
વરસી ઝરમર જાય;
મેહુલા અષાડના રે ! આવ રે૦
ઝબકે ઝબઝબ વીજળી રે (૨)
વાદળ ધમધમ થાય;
મેહુલા અષાડના રે ! આવ રે૦
નદીએ પાણી રેલશે રે (૨)
ધરતી ડુબ ડુબ થાય
મેહુલા અષાડના રે ! આવ રે૦
ખેતર ખેડૂત વાવશે રે (૨)
કપાસ ને કણુ થાય;
મેહુલા અષાડના રે ! આવ રે૦

# ધરતીને પગ અડી જાય

(ગાનવણુ રંગભીની—ગુહ)

મારો ધરતીને પગ અડી જાય રે ઘૂઘરી ઘમકે છે!
હું તો ચાલું ત્યાં ધંમ ધંમ થાય રે ધરતી ધમકે છે!
હું તો હસું ત્યાં દંત દેખાય રે વીજળી ચમકે છે!
આંખ ઊઘડે ને પાછી મીંચાય રે તારલા ટમકે છે!

ફૂલડે ફૂલડે પતંગિયાં, રમતાં ભમતાં જાય
તે સાથે રમવા જતાં.... .... .... .... ...

મારો ધરતીને પગ અડી જાય રે ઘૂઘરી ઘમકે છે!
હું તો ચાલું ત્યાં ધંમ ધંમ થાય રે ધરતી ધમકે છે!
હું તો હસું ત્યાં દંત દેખાય રે વીજળી ચમકે છે!
આંખ ઊઘડે ને પાછી મીંચાય રે તારલા ટમકે છે!

કુંજે કુંજે ઊડતા, ભમરા મીઠું ગાય
તે સાથે ઊડવા જતાં... .... .... .... ....

મારો ધરતીને પગ અડી જાય રે ઘૂઘરી ઘમકે છે!
હું તો ચાલું ત્યાં ધંમ ધંમ થાય રે ધરતી ધમકે છે!
હું તો હસું ત્યાં દંત દેખાય રે વીજળી ચમકે છે!
આંખ ઊઘડે ને પાછી મીંચાય રે તારલા ટમકે છે!

નાચે મોર કળા કરી, શો સુંદર દેખાય!
હું નાચું એવું થતાં.... ... ... ... ...

મારો ધરતીને પગ અડી જાય રે ઘૂઘરી ઘમકે છે!
હું તો ચાલું ત્યાં ધંમ ધંમ થાય રે ધરતી ધમકે છે!
હું તો હસું ત્યાં દંત દેખાય રે વીજળી ચમકે છે!
આંખ ઊઘડે ને પાછી મીંચાય રે તારલા ટમકે છે!

કુંજ=ઝાડની ઘટા

# ઉષાનો રાસ

( કંઇ જાંબુવરણી કોયલ રે—રાહ )

કંઈ સાગરને સીમાડે રે
કંઇ ધરતીને પરથારે રે,
કંઈ ડુંગરિયાની ધારે રે,
કંઈ ભારે ચંપકવરણી ઉષા ઊઘડી રે!

કંઇ ભમરાના ગુંજનમાં રે,
કંઈ કોકિલના કૂજનમાં રે,
કંઈ પ્રભુલીલા પૂજનમાં રે,
કંઈ વનમાં ચંપકવરણી ઉષા ઊઘડી રે!

કંઇ ઘંટી મધુરી વાજે રે,
કંઇ ગોરસમંથન ગાજે રે,
કંઈ હર્ષભર્યાં તન તાજે રે,
કંઈ રાજે ચંપકવરણી ઉષા ઊઘડી રે!

કંઈ પ્રભાતિયાંની હલકે રે,
કંઇ ઝાંખી ચંદા ઝલકે રે,
કંઈ ઊઠયાં બાળક મલકે રે,
કંઈ છલકે ચંપકવરણી ઉષા ઊઘડી રે!



## રૂપાળી રાતલડી

હું રૂપાળી રાતલડી ને ચમકે મારો ચાંદલિયો! (૨)
ચાંદાના ચમકારા જો!
તેજના ફુવારા જો!
હૃદયડિયાંની ધારા જો!
હું રૂપાળી રાતલડી ને ચમકે મારો ચાંદલિયો!
ઝીણાં ઝીણાં ચાંદરણાં ને ઝગમગ ઝગમગ થાય જો (૨)
મોતી વેર્યાં ચળકે જો!
ફૂલડાં ખીલ્યાં ફરકે જો!
મુખડાં મીઠાં મલકે જો!
હું રૂપાળી રાતલડી ને ચમકે મારો ચાંદલિયો!
કાળી ધોળી વાદળીઓ ને ફરતી આલે ફેરા જો (૨)
સાગરજળની લહેરો જો!
રાસરમણ-રસઘેલો એતો-
સાહેલીનો ઘેરો જો!
હું રૂપાળી રાતલડી ને ચમકે મારો ચાંદલિયો!

# મોતીડાં વિણાવે છે!

રજની મામી રમવા નીસર્યાં-
એક દિવસ અંધારામાં,
સસરાજી સૂરજ સંગાથે-
ગયા હતા ચાંદામામા; રજની૦

લાજ તજી લટ છૂટી મેલી-
રમવા કારણ કમર કસી,
અવની ઉપર ને આકાશે-
નાચ જમાવ્યો ખૂબ હસી! રજની૦

પહાડની ખીણોમાં નાચ્યાં-
નાચ્યાં ઊંચાં શૃંગોમાં,
સાગરના જળ ઉપર નાચ્યાં-
કરતાં મોજ તરંગોમાં! રજની૦

આકાશે જઇ આનંદે એ-
ફરવા લાગ્યાં ફૂદરડી!
ત્યાં તો નવલખ મોતીની સર
ફંગોળાતી તૂટી પડી! રજની૦

આલે મોતીડાં વેરાણાં-
ચોગમ ફરતાં રણું છણું!
ચાંદામામા ઘેર પધાર્યા-
ત્યારે તે શરમાયાં ઘણું! રજની૦

ત્યાર પછીથી બત્તી લઇને-
ચાંદામામા આવે છે,
રજની મામીને આભેથી-
મોતીડાં વિણાવે છે! રજની૦

## તારલિયા

( આવોને સખીઓ આજ રસતાળી પાડી—રાહ )

ચંદાનો નવલખ હાર, ઝગમગ તારલિયા;
ઘેરાણો ઘન અંધાર, ઝગમગ તારલિયા.

શીદ રવડો દિવસ રાત, ઝગમગ તારલિયા;
એક કહું મજાની વાત, ઝગમગ તારલિયા.

ત્યાં છે અંધારૂં ઘોર, ઝગમગ તારલિયા,
અહીં અજવાળાનું જોર, ઝગમગ તારલિયા.

કરી રાખું કંઠે માળ, ઝગમગ તારલિયા;
શિર કલગી ઝાકઝમાળ, ઝગમગ તારલિયા.

છો ઊતરો લઈ આકાશ, ઝગમગ તારલિયા;
હું રાખીશ મારી પાસ, ઝગમગ તારલિયા.

# સંતાકૂકડી

( શાને લીધા મારા શ્યામ અબોલડા—રાહ )

સંતાકૂકડી રમે ચાંદલિયો સંતાકૂકડી રમે !
રાતલડીને સમે ચાંદલિયો સંતાકૂકડી રમે ! ॥ ધ્રુવ ॥

કાળી ધોળી વાદળીના ઘેરામાં ઘૂમતો
ઊગે અને આથમે, ...ચાંદલિયો૦

કોક કોક વાદળીની પાછળથી એને
ફુવારા છોડવા ગમે, ....ચાંદલિયો૦

કોઈને માથે તો કોઈકની ખાંધે,
કોઈને ચરણે નમે, ....ચાંદલિયો૦

કોઈક વાદળીના ખોળામાં સૂઈ જઈ,
ક્યારેક વળી વિરમે, ....ચાંદલિયો૦

દૂધની પિચકારી વાદળીના મોં પર—
મારીને ભાગતો ભમે ! ....ચાંદલિયો૦

છોટી પકડવા આવે તો એને—
દોડાવતો એ દમે ! ....ચાંદલિયો૦

મોટી જો પકડીને પૂરે તો એનું—
હસતો હસતો ખમે ! ....ચાંદલિયો૦

હું પેલી નાનકીક વાદળીનો ભેરુ,
તમે કોનાં છો તમે ? ....ચાંદલિયો૦

# કોયલડી

( ભેટે ઝૂલે છે તલવાર—રાહ )

હીંચે હુલરતી હીંચે કોયલડી
આંબાની કુંજમાં (૨) ॥ ધ્રુવ ॥

રસભરી મંજરીઓ ચાંચેથી ચૂગતી,
કુહૂ કુહૂ ટહુકા કરતી-
કોયલડી આંબાની કુંજમાં; હીંચે૦

કુંળી કૂંપળીઓને વસંત ચૂમે,
જોઈ જોઈ ઘેલી એ ઘૂમે-
કોયલડી આંબાની કુંજમાં; હીંચે૦

ભમરાની પાંખ પર સારંગી ગુંજે
એમાં વસંત-ગીત કૂજે-
કોયલડી આંબાની કુંજમાં; હીંચે૦

વનમાં વસંત જેમ ફૂલે ને ફાલે,
તેમ તેમ મસ્તાની મહાલે !
કોયલડી આંબાની કુંજમાં; હીંચે૦

———o———

# મોરલો

મારે ગામને ગોંદરે રાજ મોરલો બોલે છે !
એને મીઠડે ટહુકે રાજ ડુંગરા ડોલે છે !
એનો કંઠ ગળકતાં રાજ અંબર ગાજે છે !
મારે બાગ-બગીચે રાજ રણુકા વાજે છે !
એનો સૂર સુણીને રાજ મેહુલો વરસે છે !
ને રસિયાં જનનાં રાજ હૈડાં ધરસે છે !
એની કળા પુરાણી રાજ વિશ્વ વિરાજે છે !
એને માથે છોગું રાજ મનહર નાચે છે !
એને પીંછે નવલખ રાજ તારા ટમકે છે !
એની આંખે ઝળહળ રાજ ચપળા ચમકે છે !
એની પાસ રસીલી રાજ ઢેલો ઢળકે છે !
ત્યાં રસનાં ઝરણાં રાજ ખળખળ ખળકે છે !

અંબર=આકાશ                                                    ચપળા=વીજળી.

# ગાવડલી

ગાવડલી ગોરી ગાવડલી
મારે ઘેર દૂઝે ગોરી ગાવડલી
માવડલી જેવી ગાવડલી
મારે ઘેર દૂઝે ગોરી ગાવડલી ॥ ટેક ॥

બહુ સોજી સુંદર મનહરણી
બે શીંગડીઓ કેવી નમણી !—મારે ઘેર૦

એને કંઠે ઘંટડી રણુકે છે
ને પાયે ઝાંઝર ઝણુકે છે—મારે ઘેર૦

એ આંચળથી અમીધાર ઝરે
ને મહી-માખણનાં માટ ભરે—મારે ઘેર૦

વળી ગોમય ને ગૌમૂત્ર ખરે
એમ આંગણું નિત્ય પવિત્ર કરે—મારે ઘેર૦

એ તો ભાં ભાં કરી બોલાવે છે
ને વાછરડી ધવરાવે છે—મારે ઘેર૦

એના ધીંગા ધોરી ખેડ કરે
ને ભારતના ભંડાર ભરે—મારે ઘેર૦

અમને દૂધ પાતી એ દૂઝે છે
બા નિત નિત એને પૂજે છે—મારે ઘેર૦

ગોમય=ગાયનું છાણ   ધીંગા=મજબૂત   ધોરી=બળદ

# જન્મભૂમિ

( મારી ભરત ભૂમિ, રૂપાળી રઢિયાળી–રાહ )

જય જન્મભૂમિ, ભારતમાતા
નમીએ તુજને નેહથી,
જય પુણ્યભૂમિ, ભારતમાતા
સ્તવીએ તુજને સ્નેહથી; ॥ ધ્રુવ ॥

અતિ શુભ કર્મોના યોગબળે,
બહુ જન્માંતરનાં પુણ્યફળે,
તવ અંક મહીં અવતાર મળે; જય૦

તુજ પુનિત હવાથી પ્રાણ ધરૂં,
તુજ અન્નજળે હું ઉદર ભરૂં,
તુજ પ્રેમળતાનાં પાન કરૂં; જય૦

તું ધર્મ હૃદય ધરનારી છો,
તું કર્મ વિમળ કરનારી છો,
તું પાતકને હરનારી છો; જય૦

પ્રભુના અવતારતણી ધરણી
તું તીર્થંકરની વિચરણી
છો પયગંબરની તું જનની; જય૦

જ્યાં પહાડ ઊંચા હિમથી ઉજળા
જ્યાં વહેતી સરિતાઓ સુજળા
જ્યાં ધરતી રસકસથી સુફળા; જય૦

જ્યાં જંગલનાં ઝૂકયાં ઝાડો,
જ્યાં દુર્ગ સમા ઊભા પહાડો,
જ્યાં ડણકે સિંહ દઈ ત્રાડો; જય૦

જ્યાં વાયુ સુખકારી વહતો,
જ્યાં સૂરજ સમધારણ તપતો,
જ્યાં રત્નાકર નિત ઘૂઘવતો; જય૦

તુજ શૌર્ય સતીત્વ જગે પ્રકટયાં,
ઉર ભક્તિતણાં તો પૂર ઉલટયાં,
તપ ત્યાગ તણી તુજ ન્યારી છટા; જય૦

ધરી સંયમ સત્ય અહિંસાને,
નિજ ને પરનું હિત કરવાને,
તેં પાઠ પઢાવ્યા દુનિયાને; જય૦

તુજ શિલ્પ રૂડાં સાહિત્ય કળા,
સ્વર સંગીતના મધુરા વિમળા,
બહુ ઉત્તમ તવ બુદ્ધિ પ્રબળા; જય૦

તુજ શિક્ષણ બહુ દેશે લીધું,
તુજ જ્ઞાનામૃત જગતે પીધું,
તેં કુટુંબ વસુધાનું કીધું; જય૦

સ્તવીએ=સ્તુતિ કરીએ
જન્માંતર=ફરી થતો જન્મ
અંક=ખોળો
પાતક=પાપ
જનની=જન્મ આપનારી
ડણકે=ગર્જના કરે
છટા=ખૂબી
વસુધા=પૃથ્વી

# ચંદા

ઊંચે આભે રે
    પેલી ચંદા રમે, મતવાલી ભમે,
    એતો સૌને ગમે;
ઊંચે આભે રે પેલી ચંદા રમે !

કેવી દીપે રે
    જાણે મંડપની–મધ્ય ચંદ્રમણિ !
    એવી મનહરણી !
ઊંચે આભે રે પેલી ચંદા રમે !

એને અંગે રે
    અમી ઝરણુ ઝરે, તેમાં તારા તરે !
    ચમકારા કરે !
ઊંચે આભે રે પેલી ચંદા રમે !

એનું મુખડું રે
    ગોરૂં ગોળ દીસે, અજવાળાં હસે !
    તેના મે વરસે !
ઊંચે આભે રે પેલી ચંદા રમે !

એને ઘેરે રે
    કે વાદળડી, થઈ સાહેલડી
    ફેરે ફૂદરડી !
ઊંચે આભે રે પેલી ચંદા રમે !

ખીલે નિત નિત રે
 દેવકન્યા સમી, આકાશે ભમી,
 સીંચે સૌમાં અમી !
ઉંચે આભે રે પેલી ચંદા રમે !



## વાદળી

વીજ ચમકે મેહુલિયો ગાજે છે,
 કરે મોર મીઠા ટહુકાર;
 વાદળી ઘૂમે છે !

નેન ચમકે હેતલડાં ગાજે છે,
 કરે હૈયાં મીઠા ટહુકાર,
 વાદળી ઘૂમે છે !

દિવસ ચમકે રાતલડી ગાજે છે,
 એમાં મીઠા જીવન-ટહુકાર,
 વાદળી ઘૂમે છે !

બ્રહ્મ ચમકે ને બ્રહ્માંડ ગાજે છે,
 કરે આત્મા ઊંડા ટહુકાર,
 વાદળી ઘૂમે છે !



# અમારી વાડી

(......ને ઘેર હસ્તી ઝૂલે નારી કુંજર ડોલેજીરે—રાહ)

સાહેલી ! અણમોર્યો મારે-
અમૃત આંબો મોર્યો જીરે !
સોનેરી કૂંપળીએ કોળ્યો,
કેસર રંગે રોળ્યો જીરે !
ઘેરી ઘટાઓ ઝૂકે એમાં-
કાળી કોયલ કૂકે જીરે !
મંજરીઓ શી મહેકે ! મારો-
બાગ બધોય બહેકે જીરે !
પંખી ગીતડાં ગાતાં ઉડે-
આનંદે મદમાતાં જીરે !
મોરલા પીંછ ઉછાળે નાચી-
સરવરિયાની પાળે જીરે !
હંસો જળ-હીંચોળે રમતા-
તરંગ કેરી છોળે જીરે !
વાયુ વાતા ધીમે જોરે
ફૂલડાં તેમાં ફોરે જીરે !
આવો અમારી વાડી જોવા
દિલનાં દુઃખડાં ખોવા જીરે !

# વનરાજનું હાલરડું

( સારંગ )

પોઢો પોઢો પારણે મારા બાળુડા વનરાજ
ઝાડની ડાળીએ ઝુલાવું વહાલા ! ગુર્જરના શિરતાજ;
મારા બાળુડા વનરાજ !....પોઢો૦

રાજ ગયાં ને પાટ ગયાં છે ભારે ભીડ પડી
આજ મહાવન માવડી તારી ઝૂરે એકલડી;
મારા બાળુડા વનરાજ !....પોઢો૦

દેશ પરાધીન આપણો દેખી રડતી આંસુધાર
વાટ જુએ છે વીર ! તમારા તાત તણી તલવાર;
મારા બાળુડા વનરાજ !....પોઢો૦

આશાના ભંડાર છો બાપુ ! લાડકવાયા વીર
મોટા થઈને ઘૂમજો બેટા ! રણમાંહે રણધીર;
મારા બાળુડા વનરાજ !....પોઢો૦

વનનો રાજા કેસરી જોને કેવું કરે છે રાજ !
એવો થઈ બળવાન તું બેટા ! પાછું સ્થાપ સ્વરાજ
મારા બાળુડા વનરાજ !....પોઢો૦

| | |
|---|---|
| ગુર્જર = ગૂજરાત | પરાધીન =પારકા તાબામાં |
| શિરતાજ = માથાનો મુકુટ | રણધીર =શૂરવીર |
| ભીડ = સંકટ | કેસરી =સિંહ |
| મહાવન = મોટા જંગલમાં | સ્વરાજ =પોતાનું રાજ |

# સ્નેહના સાગર

(નાગર ઊભા રહો રંગ રસિયા–રાહ)

મોંઘા મોંઘા ને વળી મીઠડા રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
નાવ મારૂં એમાં લહેરાય રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
પહેલો તે સ્નેહ કુટુંબનો રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
માનું હૈયું ઊભરાય રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
પૂજ્ય પિતાજીને નયણે રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
વીરાનાં મુખ મલકાય રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
બહેન મારી સ્નેહની પૂતળી રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
સહિયરમાં રંગ રેલાય રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
સ્નેહે આ જગ રળિયામણું રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !
સ્નેહે પ્રભુને પમાય રે
    સાગર, ઊછળે જો સખી ! સ્નેહના !

# જીવનનો હિંડોલ

જીવનનો હિંડોલ હીંચો, સાહેલડી!
જીવનનો હિંડોલ હીંચો.
જગમાં અમીરસ સીંચો, સાહેલડી!
જીવનનો હિંડોલ હીંચો. ॥ ધ્રુવ ॥

ઊંચો ઘડીક ચડી જાય ઝપાટે રે,
આવે ઘડીકમાં નીચો સાહેલડી!
જીવનનો હિંડોલ હીંચો!....જીવનનો૦

ચડતીનો રંગ કંઇ ઓર મજાનો રે,
પડતીનો રંગ છે બીજો સાહેલડી,
જીવનનો હિંડોલ હીંચો...જીવનનો૦

ચડતીમાં રાખજો આંખ ઉઘાડી રે,
પડતીમાં શાંતિથી મીંચો સાહેલડી!
જીવનનો હિંડોલ હીંચો....જીવનનો૦

દૃઢ ગ્રહી દોર હિંડોલે ઝૂલોરે,
સમતોલ રહીને રીઝો, સાહેલડી!
જીવનનો હિંડોલ હીંચો....જીવનનો૦

હીંચો કુટુંબને હેતે હીંચોળી રે
પ્રેમરસ પાજો ને પીજો, સાહેલડી!
જીવનનો હિંડોલ હીંચો....જીવનનો૦



# લેને ચાંદલિયો

આભને કાંઠડે ઊગ્યો ચાંદલિયો,
ચાંદની ચોગમ વેરાય,
રજની લેને ચાંદલિયો ॥ ટેક ॥

વાદળીઓ વાલમનાં લેતી ઓવારણાં
અમીરસ આછા ઢોળાય ...રજની૦

તારાની મંડળીમાં તેજ વરસાવતો
ધરતીનાં આંગણુ ધોળાય ....રજની૦

તરુવરને પાંદડે અમૃત એ સીંચતો
ઉજ્જવળ સર સરિતા સોહાય ....રજની૦

પોયણુનું મંદ મંદ મુખડું મલકાવતો
સાગરનાં ઉર ઊભરાય ....રજની૦

જોતી ચકોરી એને મટકું ન મારતી
તૃપ્તિમાં એ તો તણુાય ....રજની૦

સ્નેહીને અંતરે અજબ કૈંક રેડતો
રસિયાંઓ મસ્ત બની જાય ...રજની૦

વાલમનાં=વહાલાનાં; ઓવારણાં=દુઃખણાં;
ધોળાય=ઊજળાં થાય; પોયણુ=ચંદ્રકમળનો છોડ
તૃપ્તિ=સંતોષ; સોહાય=શોભે

# ભારતભૂમિ

( અલબેલી અંબામાત જોવાને જઇએ—રાહ )

છે સ્વર્ગ સમી સાક્ષાત, ભારત ભૂમિ અમારી
એ તેત્રીશ કોટિની માત, ભારત ભૂમિ અમારી ॥ ટેક ॥

દેશ વિશાળ રસાળ રૂપાળો, નિર્મળ સરિતા નીર રે,
રવિ શશી રૂડી રીત પ્રકાશે, સુખકર વાય સમીર—ભારત૦

રસે કસે ભરપૂર દીપે છે, ધાન્ય ભરેલાં ક્ષેત્ર રે,
સુંદર સંધ્યા-ઉષાનાં ઊઘડે, નિતનિત નૌતમ નેત્ર—ભારત૦

શિર પર શોભે મોડ સરીખો, હિમગિરિ સૌથી શ્રેષ્ઠ રે,
ચરણ ધુએ છે સાગર ગરજી, દક્ષિણ ધ્રુવથી ઠેઠ—ભારત૦

નિપજાવે બહુ પાક મધુરા, વરસી મીઠા મેહ રે,
એ થકી આર્ય પ્રજાના ઉત્તમ, પોષણ પામે દેહ—ભારત૦

સંત અને વળી શૂર સતીની, જનની આ જશવંત રે,
જ્યાં શુભ ધર્મનું સ્થાપન કરવા, જન્મ ધરે ભગવંત—ભારત૦

શ્રદ્ધા, ભક્તિ, સ્નેહ, દયાનો જ્યાં છે પૂર્ણ પ્રભાવ રે,
વિશ્વતણા હિતના જ્યાં ઊછળે, અંતર ઉન્નત ભાવ—ભારત૦

સાત્વિકતા ને શુદ્ધ અહિંસા, ઉત્તમ વ્રત બ્રહ્મચર્ય રે,
ઉજ્જવળ જીવનમાં નિત પ્રકટે અણમૂલાં ઐશ્વર્ય—ભારત૦

સમીર=વાયુ; નૌતમ=નવાંનવાં પ્રભાવ=અસર;
સાત્વિકતા=શાંતપણું; બ્રહ્મચર્ય=તનમનથી પાળવાનું પવિત્ર વ્રત
ઉન્નત=ઊંચા; ઐશ્વર્ય=શક્તિ

# તળાવડી

( સરોવર પાણીડાં ગઈતી સાહેલડી—રાહ )

ખોબા સમોવડી ભરી તળાવડીમાં-
નાની શી નાવડી ઝૂલતી જીરે !
એમાં એકલડી હીંચું સાહેલડી !
આનંદઘેલડી હું ફૂલતી જીરે ! ખોબા૦
અમીરસ પાણીડાં; પાંખાળી પાવડી !
વીંઝું ત્યાં આભને વીંછળે જીરે !
ભીંજે સૂરજ ને ભીંજે ચાંદલિયો ,
નવલખ તારલા નીતરે જીરે ! ખોબા૦
ત્રપકતી ત્રપ ત્રપ સોનેરી વાદળી-
ફરે ગગનમાં ફૂદડી જીરે !
રસબસ હૈયાં ભીંજે રસીલાં,
ભીંજે મારી નવરંગ ચૂંદડી જીરે ! ખોબા૦
પાણીડાં હલકે ને છલકે તળાવડી-
આખા જગતમાં રેલતી જીરે !
જ્યાં જ્યાં રેલે ત્યાં ભરતી આનંદની,
દુઃખડાં દૂર કરી મેલતી જીરે ! ખોબા૦
આવો આવો સૌ આવો સાહેલડી-
નિર્મળ જળ પર ઝીલવા જીરે !
નિત નિત નૌતમ ખીલતી સુંદર-
કુસુમકળી સમ ખીલવા જીરે ! ખોબા૦

# કોયલડીને

( સારંગ )

તું ગાતી જા સંગીતમનોહર કોયલડી ! ( ૨ ) ॥ ધ્રુવ ॥

મારે આંગણે આંબો મોર્યો છે ( ૨ )
એ મંજરીઓમાં થાતી જા–
સંગીતમનોહર કોયલડી ! તું૦

એ મંજરીઓમાં રસ ભરવા ( ૨ )
રસ–ટહુકાથી છલકાતી જા–
સંગીતમનોહર કોયલડી ! તું૦

છો કંઠ લગી સંગીત–ભરી ( ૨ )
સૂર પંચમથી રેલાતી જા–
સંગીતમનોહર કોયલડી ! તું૦

તારાં ચમકે નેહભર્યાં નેણાં ( ૨ )
એ સ્નેહ–સુધારસ પાતી જા–
સંગીતમનોહર કોયલડી ! તું૦

મારૂં ઉપવન સઘળું તારૂં છે ( ૨ )
ફળ મનગમતાં નિત ખાતી જા–
સંગીતમનોહર કોયલડી ! તું૦

તું વસંતની પટરાણી છો (૨)
શીદ આમ અરે શરમાતી જા ?
સંગીતમનોહર કોયલડી ! તું૦

મુજ અંતર રસનાં ઝરણુ ઝરે ! (૨)
હો રસિયણુ રસમાં નહાતી જા–
સંગીતમનોહર કોયલડી ! તું૦

મોર્યો=ફૂટયો; કોળ્યો ઉપવન=બગીચો
પંચમ=એક પ્રકારનો સૂર રસિયણુ=રસીલી



# સોનેરી વીજળી

( આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે—રાહ )

અંતરે આશાનાં દળ ઊમટે રે (૨)
હૈડું ગાજે ધરીને હર્ષ;
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે !

મુજને લાધે અલૌકિક સોણલાં રે ! (૨)
એના સુખમય મધુરા સ્પર્શ;
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે !

ઉજ્જવળ આશાની અમૃત વાદળી રે (૨)
દીપે શ્યામ નિરાશા માંહ્ય;
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે !

વિયોગની ઘેરી અંધારી વાટમાં રે (૨)
વ્હાલાં આવે ને ઊડી જાય;
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે!

મોહથી છાયા છવાયા વિશ્વમાં રે (૨)
ઝળકે રવિ શશી પ્રેમળ જ્યોત;
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે!

સૂકે રણવગડે સંસારમાં રે (૨)
ખળકે અમૃતરસના સ્રોત;
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે!

દળ=થર
ઊમટે=ઊભરાય; ઊપડે
લાધે=પ્રાપ્ત થાય; મળે
સ્રોત=પ્રવાહ



# મારો ચોક

('લે લે મોતી વેરાયેલ ચોકમાં' એ રાહ)

જો જો પુષ્પો ખીલ્યાં મારા ચોકમાં!
વાય છે સુગંધી સમીર રાજ— જો જો૦ ॥ ધ્રુવ ॥

હ્રદયકમળ મારૂં ખીલે શત પાંખડી
નીરખીને નણદીના વીર રાજ— જો જો૦

સાસુજી મારાં સુગંધભરી માલતી
નણદલ ગુલાબનું નૂર રાજ— જો જો૦

સોનેરી ચંપા શા સસરોજી શોભતા
જેઠ મારા ડોલર ઘેઘૂર રાજ- જો જો૦

દેરાણી જેઠાણી જાઈ જૂઈ વેલડી
દિયર ખટમોગરાની બહાર રાજ- જો જો૦

ચોક મારો નંદનવન સ્વર્ગ સમું આંગણું
સદ્‌ગુણ ને સ્નેહના વિહાર રાજ- જો જો૦

સમીર=વાયુ
નૂર=તેજ
ઘેઘૂર=ઘટાથી છવાએલ

બહાર=ભભક
નંદનવન=સ્વર્ગનો બગીચો
વિહાર=મોજમજા

---

# પ્રેમબંસરી

(હં અં...હોવે...હું તો મારે મહિયર જાઇશ રંગ મોરલી)

ઘેરી....મધુરી....શી દૂર દૂર ગાજે-
અનંત પ્રેમબંસરી ॥ ધ્રુવ ॥

નાદ શ્રવણ સુણતાં સખી રે!
પ્રાણ પરવશ થઈ જાય-પ્રેમબંસરી; ઘેરી૦

રોમ રોમ ચેતન જાગતું રે
    ઉરે આનંદ નવ માય-પ્રેમળંસરી; ઘેરી૦
દોડું જ્યાં દેખવા બારણે ત્યાં
    આંગણિયે ધ્વનિ થાય-પ્રેમળંસરી; ઘેરી૦
આંગણુ આવું ઉતાવળી ત્યાં,
    મંદિરિયે લહેકાય-પ્રેમળંસરી; ઘેરી૦
મંદિરમાં જઇ પેખતી ત્યાં,
    મુજ ઉરમાં સંભળાય-પ્રેમળંસરી; ઘેરી૦
અંતરમાં જ્યાં સાંભળું ત્યાં,
    અખિલ જગતમાં ગાય-પ્રેમળંસરી; ઘેરી૦
દૂર અતિદૂર તોય પાસળે રે
    અણુ અણુમાં ઊભરાય-પ્રેમળંસરી; ઘેરી૦
સુરત દઇ જે સાંભળે તે,
    મસ્ત મગન બની જાય-પ્રેમળંસરી; ઘેરી૦

પ્રેમળંસરી=પ્રેમની મધુરી ભાવના
ધ્વનિ=અવાજ
લહેકાય=હલકથી વાગે
પાસળે=પાસે
સુરત=ધ્યાન
મગન=આનંદી



# રઢિયાળી રાત

કેવો ઊગ્યો પૂનમનો ચંદ્ર,
ચાંદની ખીલી રહી !
ઝરે અમૃતરસ આનંદ,
ચોયણી ઝીલી રહી !

ઊણી ઊણી અણોસરી રાત–
આજ અજવાળી થઇ !
કેવી ચકોરી થઈ રળિયાત–
ચંદ્ર નિહાળી રહી !

કેવાં સરિતામાં સાગરપૂર–
મસ્તી ખેલી રહ્યાં !
શાં ધરતીએ આભનાં નૂર–
ઊજળાં રેલી રહ્યાં !

કેવાં ચંપો ને નાગરવેલ–
મીઠડી વાતો કરે !
લઈ સંગે સોહાગણ ઢેલ–
મોર ફુલાતો ફરે !

કેવી સારસડાંની જોડ–
સુંદર શોભી રહી !
એ તો કંઈ કંઈ કરતી કોડ–
મનડાં લોભી રહી !

પેલાં હંસલાં સરવર તીર—
ચાંચુડી ચાંચે ઘસે!
જોઈ તારલા ઊંડે નીર—
ચુપચુપ નાચે હસે!

કેવી મોગરા સંગે વેલ—
માલતી ફૂલી રહી!
એને ફૂલડે કરતી ગેલ—
ચાંદની ઝૂલી રહી!

વળી વાયુ મધુરા સાથ—
વાદળી ફેરા ફરે!
પછી એને પાલવડે ભાત—
તેજનાં ઝેરાં ઝરે!

અહા! શી રઢિયાળી રાત—
રૂપમાં માંતી નથી!
આજ એના આનંદની વાત—
મુખથી થાતી નથી!

અખિલ = સમગ્ર; આખું
પોયણી = ચંદ્રકમળનો છોડ
ઊણી = ઊણપવાળી
અણોસરી=ઊણપની ભાવનાથી અસંતુષ્ટ; વીલી
રળિયાત= રાજી
સોહાગણ= સૌભાગ્યવાળી
ચાંદની = ચંદ્રનો પ્રકાશ
કોડ = મનોરથ
સરવર = સરોવર
ગેલ = રમત
પાલવડો = સાળુ
ઝેરાં = ઝાપટાં, વરસાદ
રઢિયાળી= રૂપાળી

# સહજ આનંદ

(ઝીણા ઝરમર વરસે મેહ–રાગ)

સખી ! હૈડામાં હર્ષ ના સમાય,
ગાજે મારૂં મંદિરિયું;
સખી ! ગાન પરમ પ્રેમનાં ગવાય,
ગાજે મારૂં મંદિરિયું. ॥ ધ્રુવ ॥

પ્રેમમગન રસમાતી આંખડિયે—
ઘૂમું હું ઘરમાં ઘેલી રે;
વહાલાંને જોઈ રસસાગરમાં ઝીલતી,
રોમરોમ ખીલતી સાહેલી !
ગાજે મારૂં મંદિરિયું—સખી૦

ચમકે શી ચાંદની રૂપેરી ચોકમાં—
ચડયો પૂનમનો ચંદ્ર રે;
કોઈ કોઈ તેજસ્વી તારલા ટમકે,
ધમકે ઉર સ્નેહ–સુગંધ,
ગાજે મારૂં મંદિરિયું—સખી૦

ઉત્સવનાં જાગરણ મારે સાહેલી,
જગત ભલેને ઘોરે રે;
આશાનું પાત્ર ભર્યું પૂર્ણ છલકાય છે,
રસ ઊભરાય ચહુકોરે ;
ગાજે મારૂં મંદિરિયું.—સખી૦

સ્નેહસુધા—ઘન વરસે પરસ્પર,
મલકે વદન મંદમંદરે,
જીવનનાં નૂર સખી ! નેણામાં નીતરે
અંતરમાં સહજ-આનંદ;
ગાજે મારૂં મંદિરિયું—સખી૦

પ્રેમમગન=પ્રેમથી પ્રસન્ન સ્નેહ-સુગંધ=પ્રેમભાવ
રસમાતી=રસમાં મસ્ત સહજઆનંદ=સ્વાભાવિક
ધમકે=ફોરે; ભભકે આનંદ



## કુમારિકા

ગૃહજીવનને રસહિંડોળે-
માતપિતાનાં વરસે નૂર,
રમ્ય પ્રતિમા એમાં રમતી,
રેલવતી રસગીત મધુર;
જાણે સ્વર્ગીય સારિકા
જય ધન્ય ધન્ય કુમારિકા !

ઉજાળવા ગૃહઆશ્રમ સૂનાં-
રચવા જીવનરાસ અનુપ,
શરચ્ચંદ્રની વિલસ ચંદ્રિકા-
વ્યોમ થકી ઊતરી ધરી રૂપ;

પ્રેમ તણી જપમાલિકા
જય ધન્ય ધન્ય કુમારિકા !

હિમગિરિ આંગણુ ખલકતી સુરસરિ-
નિર્મળ જળનાં નૃત્ય કરી,

પિતુગૃહમાં રમઝમતી એવી,
લેતી સહુનાં ચિત્ત હરી;
કુલની મંગલ-કારિકા
જય ધન્ય ધન્ય કુમારિકા !

માતાની એ મૂર્ત પ્રતિભા-
સમાજને સાગર તરતી,
સેવાના મંત્રો મુખ જપતી-
સ્નેહે જગને વશ કરતી;
પૂજ્ય અહો પરિચારિકા !
જય ધન્ય ધન્ય કુમારિકા !

શરમ તણી શુભ છાંય રૂપેરી-
કપોલની લાલી પર લસે !
સખી-લજ્જા ને સુંદરતા ત્યાં-
મળી પરસ્પર હાસ્ય હસે !
સ્મિતમુખ શોકનિવારિકા !
જય ધન્ય ધન્ય કુમારિકા !

પુનિત જ્યોત દગ જલે નિરંતર–
  વિકૃત ભાવો ભસ્મ કરી,
સુંદર તન ઢાંક્યું મરજાદે—
  નૂર રહ્યું એમાં નીતરી;
સરસ્વતી સાંસારિકા !
જય ધન્ય ધન્ય કુમારિકા !

શ્રેષ્ઠ વિધાતા દિનમણિ સરખા–
  સ્વયંપ્રકાશિત ગ્રહગણુની–
નભગંગા શી જ્વલંત દેવી,
  ભાવિ સજ્જનની જનની;
માનવરત્ન — નિહારિકા !
જય ધન્ય ધન્ય કુમારિકા !

સારિકા = મેના
શરચ્ચંદ્ર = શરદ ઋતુનો ચંદ્ર
વ્યોમ = આકાશ
જપમાલિકા= જપ કરવાની માળા
હિમગિરિ = હિમાલય
સુરસરિ = ગંગા
મંગલકારિકા=મંગલ કરનારી
મૂર્ત = મૂર્તિમાન
પ્રતિભા = કાંતિ
કપોલ = ગાલ
લસે = રમે
સ્મિતમુખ= હસતા મુખવાળી
વિકૃત = વિકારવાળા
સાંસારિકા = સંસારની
વિધાતા = બનાવનાર
જ્વલંત = પ્રકાશમાન
ભાવિ = ભવિષ્યના
નિહારિકા= ગ્રહો બનાવનાર વસ્તુ

# ગૃહિણી

સરલ સુભગ સ્મિત-હસિત વદન પર-
લજ્જા ધરતી કુલવંતી,
કોમળ મીઠે કંઠ ગજવતી-
ગીત મધુરાં ગુણવંતી;
નયને પ્રણયઅમી વરસે,
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે !

ગૌર ગુલાબી કાંતિ તનની,
મુખ પર લાલી લલિત રમે;
ચિત્ત પ્રસન્ન પ્રફુલ્લિત હૈડું;
શીલ સ્વભાવે શિર નમે !
સતીઓનાં જ્યાં સ્મરણ વસે-
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે !

સ્વચ્છ સુઘડ આરોગ્યમનોહર-
ચતુરા નિશદિન ચમકંતી.
પહાડના પડછંદા જેવી-
ધરતી ઉપર ધમકંતી !
મુખડે ગંભીર હાસ્ય હસે !
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે !

શાણી ગૃહની રાણી તોયે-
રહેતી સેવાતત્પર શી !
વિનય તણાં પૂર વહેતાં હૈયે-
મલકાતી પતિપદ સ્પર્શી;
પતિવ્રત જેનું જીવન રસે
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે !

સજ્જનમાં મૃદુ પુષ્પકળી શી-
નિજ પરિમલથી પ્રસરાતી,
દુર્જન દેખી સિંહણુ સરખી-
અંતરમાં એ અકળાતી;
સુરુચિ હૃદય સદૈવ વસે;
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે !

શુભ શણગાર સજી સરજાદે-
મલપતી ગૃહલક્ષ્મી જાણે !
રૂપ જણાવા જગને કદી ના-
એ આછા ભભકા માણે;
કંથ રિઝાવતી રસિક રસે;
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે !

જીવનના રસ મધુરા ઝરતી,
　　બાલુડાંની કલ્પલતા;
કુળ–આંબાની મીઠી કોયલ,
　　ટહુકા કરતી મનગમતા;
શાં સહકારે ઉર વિકસે!
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે!

નમ્ર વચન મુખ ભાવે ભીંજ્યું,
　　હૈડામાં હુલ્લાસ વસ્યો;
ગુણિયલનો સોહાગ અનેરો–
　　દીપે કુળના દીપક શો!
દર્શનથી દુઃખ દૂર ખસે!
ગૃહ ધન્ય જહાં ગૃહિણી વિલસે!

| | | | |
|---|---|---|---|
| પરિચારિકા | = સેવિકા | સદૈવ | = હંમેશાં |
| સુભગ | = સુંદર | માણે | = ભોગવે |
| પ્રણયઅમી | = પ્રેમનું અમૃત | કલ્પલતા | = ધ્રચ્છિત આપનારી વેલી |
| વિલસે | = રમે | | |
| આરોગ્યમનોહર | = તંદુરસ્તીથી સુંદર | સહકારે | = પરસ્પરની મદદથી (બીજો અર્થ–કુળના આંબામાં) |
| રસે | = ઢોળ ચડાવે | હુલ્લાસ | = આનંદ |
| પરિમલ | = સુગંધ | સોહાગ | = સૌભાગ્ય |



# જનની

કાળચક્ર જ્યાં ઘૂમે કારમું-
ઉછાળતું ભવસાગર પંક,
ફેંક્યો એમાં વિધિએ ત્યારે-
જેણે સુજને ઝીલ્યો અંક !
સુંદર હોડી દીધી તનની !
જગમાં જુગજુગ જીવો જનની !

અંગ નીચોવી અમૃત પાયાં-
ગાયાં ગીત શી મધુર છટા !
ઘેરૂં ગર્જી ઝરતી જાણે-
અષાઢની એ અભ્રઘટા !
અખૂટ તળાવડી પ્રેમતણી-
જગમાં જુગજુગ જીવો જનની !

જગદીશ્વરની કરુણામૂરત-
વહતી વત્સલતાનાં પૂર !
સંસ્કારોની જીવંત સરિતા-
પ્રેમે અદ્‌ભુત પાતી નૂર:
પ્રિય કામદુધા વિશ્વંભરની-
જગમાં જુગજુગ જીવો જનની !

દીપતી કુળના ગૌરવ જેવી-
કેવી નિર્મળ સૌમ્ય અનુપ !

વિશ્વ વિષે નહિ વસ્તુ એવી–
દેવી શી જગદંબ સ્વરૂપ !
ઉહુણુ પાવડી પ્રભુપથની–
જગમાં જુગજુગ જીવો જનની !

એ જપ તપ સૌ સાધનનું બળ–
યોગ–યજ્ઞનું શ્રદ્ધાસ્થાન ;
ઉત્તમ જંગમ તીર્થ જગતમાં–
પરિચર્યાને યોગ્ય મહાન ,
પ્રાપ્તિ સકલ તીર્થાટનની–
જગમાં જુગજુગ જીવો જનની !

એ હસતી ત્યાં જગ હસી પડતું–
દેવ વરસતા મોંઘે ફૂલ !
હાલરડાંની મધુરી હલકે–
સ્તબ્ધ થતાં સૌ સાગરકુલ;
સુધારસ–વેલડી જીવનની–
જગમાં જુગજુગ જીવો જનની !

એને દુઃખે ધરણી કંપે,
નિઃશ્વાસે દાઝે ત્રણ લોક,
ટપકે એનું આંસુડું તો–
ઊભરાતો બ્રહ્માંડે શોક !
તોય અખંડ ક્ષમાકરણી !
જગમાં જુગજુગ જીવો જનની !

પ્રેમ તનુજનો પિતા તજે પણ-
અંતર પ્રેમે એ દ્રવતી,
પુત્ર કુપુત્ર-કૃતઘ્ન બને પણ-
'न कुमाता क्वचिद्‌पि भवति'
પ્રિય એક સખાવત પ્રાણ તણી !
જગમાં જુગજુગ જીવો જનની !

નયણેથી અમૃતરસ ઝરતી,
મુખ ઉચ્ચરતી ખમા ખમા,
નિજ દુઃખ હૈડામાં સંઘરતી
ગળતી ઘુંટડા કે વસમા !
કયમ કોઈ શકે ક્ષણ માત બની ?
જગમાં જુગજુગ જીવો જનની !

| | | | |
|---|---|---|---|
| કાળચક્ર | = સમય રૂપી ચક્ર | ગૌરવ | = મહિમા |
| કારમું | = ભયંકર | સૌમ્ય | = શાંત |
| પંક | = કાદવ | જગદંબા | = જગતની માતા |
| વિધિ | = દૈવ | પરિચર્યા | = સેવા |
| અંક | = ખોળો | સાગરકુલ | = સમુદ્રનો પરિવાર |
| અભ્રઘટા | = વાદળાંની ઘટા | તનુજ | = સંતાન |
| કરુણામૂરત | = કરુણાની મૂર્તિ | કૃતઘ્ન | = ઉપકારને ન જાણનાર |
| વત્સલતા | = સંતાન તરફનો પ્રેમ | કુમાતા | = નઠારી માતા |
| | | ક્વચિદપિ | = ક્યારે પણ |
| કામદુઘા | = ઇચ્છેલું આપનારી ગાય | ભવતિ | = થાય છે. |
| | | સખાવત | = દાન |



# સોહાગણ

( હું રે મહિયારણ રે ! ગોકુળ ગામની-રાહ )

આવો સોહાગણ હો ! કે મારે આંગણિયે ॥ટેકા॥

મારે આંગણિયે હો ! કે દિવ્ય સૂર રેલે સંગીતના
રાગિણી રૂપમાં આવો .... ... ... સોહાગણ હો૦

મારે આંગણિયે હો ! કે ઇંદ્રધનુ ઉતર્યાં છે તોરણે
રંગભરી રેખ શાં આવો .... .... સોહાગણ હો૦

મારે આંગણિયે હો ! કે પુષ્પમધુ મહેકી રહ્યા છે
સૌરભ શાં શોભના આવો .... .... સોહાગણ હો૦

મારે આંગણિયે હો ! કે દીપે મેઘલ માંડવડો
વિદ્યુતની વેલ શાં આવો .... .... સોહાગણ હો૦

મારે આંગણિયે હો ! કે ચોધાર વરસે છે ચાંદની
ચમકંતી ચંદ્રકલા :આવો ... .... સોહાગણ હો૦

મારે આંગણિયે હો ! કે ઉલટયા મીઠા મહેરામણ
ભરતીમાં ભીંજતાં આવો .... .... સોહાગણ હો૦

મારે આંગણિયે હો ! કે ભાવભરી વરસે છે વાદળી
નેહે નીતરતાં આવો.... .... .... સોહાગણ હો૦

સોહાગણ=સૌભાગ્યવંતી; રાગિણી=રાગનું કોમળ રૂપ; ઇંદ્રધનુ=ઇંદ્રધનુષ્ય
રેખ=લીટી; પુષ્પમધુ=ફુલનો રસ; સૌરભ=સુગંધ; શોભના=શોભારૂપ;
મેઘલ=મેઘના જેવો; વિદ્યુત=વીજળી; ચાંદની=ચંદ્રનો પ્રકાશ;
ચંદ્રકલા=ચંદ્રનું કિરણ; મહેરામણ=સમુદ્ર નેહે=પ્રેમથી.

# સંધ્યાનો રાસ

કંઈ સાગરની પરવાડે રે, કંઈ ધરતીને પછવાડે રે,
કંઈ આકાશી ઉઘાડે રે,
કંઈ કંચનવરણી સંધ્યા શી ખીલી રહી રે !

કંઈ વિશ્વતણા ઓવારે રે, કંઈ અસ્તાચલની ધારે રે,
કંઈ પશ્ચિમ દિશને દ્વારે રે,
કંઈ કંચનવરણી સંધ્યા શી ખીલી રહી રે !

કંઈ વાદળીઓનાં વૃંદે રે, કંઈ સરિતા-નીર-તરંગે રે,
કંઈ બિડાતાં અરવિંદે રે,
કંઈ કંચનવરણી સંધ્યા શી ખીલી રહી રે !

કંઈ પંખીના કિલકારે રે, કંઈ આરતીના ઝણકારે રે,
કંઈ ગૌદોહન-ધમકારે રે,
કંઈ કંચનવરણી સંધ્યા શી ખીલી રહી રે !

કંઈ વસ્તીમાં નિર્જનમાં રે, કંઈ રસિયાં જનના મનમાં રે,
કંઈ શ્રમજીવીના તનમાં રે,
કંઈ કંચનવરણી સંધ્યા શી ખીલી રહી રે !

કંઈ પ્રવાસીઓની વાટે રે, કંઈ પનિહારીને ઘાટે રે,
કંઈ રજની ભવ્ય લલાટે રે,
કંઈ કંચનવરણી સંધ્યા શી ખીલી રહી રે !

—:૦:—

# ટિપ્પણ

(કેટલાંક કાવ્યો માટે થોડું સ્પષ્ટીકરણ આપવું એવી શિક્ષક વર્ગની ઇચ્છા ઉપરથી અહીં નીચેનું ટિપ્પણ આપ્યું છે.)

**વાદળીની રમત:**—આકાશના પ્રદેશમાં વાદળીનાં જુદાં જુદાં સ્વરૂપોને તેની રમતના રૂપમાં વર્ણવ્યાં છે; કયારેક વાદળી આકાશમાં અદશ્ય થઈ જાય છે; કયારેક ધોળી તો કયારેક રંગબેરંગી બની જાય છે; કયારેક વાદળીઓ ટોળે મળીને રાસ રમતી હોય તેવી ઘૂમતી દેખાય છે; કયારેક મેઘની ઘટાપર એકાદ વાદળી નટવર (સારો નટ) થઇને થૈ થૈ એમ નાચતી જણાય છે. આ બધાં સાથે બાળકો ઘણો સમભાવ ધરાવે છે, તેને લગતી આમાં કલ્પના છે.

**વીજળી:**—વાદળાંમાં વીજળીની જુદી જુદી ગતિનું વર્ણન છે. વીજળીનું મોં મલકે (જરાક ચમકારો થાય) ત્યાં વાદળ ખડખડ હસે છે (ગર્જના થાય છે) અને મોતીના મે વરસે છે. (મોતી જેવાં વરસાદનાં ફોરાં પડે છે.) વીજળીનું બળ ખૂબ હોય છે પણ તેનામાં વજન નથી હોતું.

**ફૂદરડી:**—છોકરાંને 'ભાગ ઉંદરડા ઉંદરડી આવે છે' એ રમત ગમે છે, તેથી સૃષ્ટિમાં જ્યાં જ્યાં ફેરફૂદરડી જેવા બનાવો બને છે તેનું માં કલ્પનારૂપક આપ્યું છે. ઇશ્વરના વિરાટ સ્વરૂપને આકારે દુનિયાની રચના હોવાથી પિંડ બ્રહ્માંડ એક સરખાં કહેવાય છે; તેથી ઇશ્વર ઉંદર જેવું સ્વરૂપ લે તો દુનિયા પણ તેને અનુરૂપ બને એ ભાવ છે. બાળકોને આટલી ઊંડી વિગત આપવાની જરૂર નથી.

**ખિસકોલી:**—આમાં ખિસકોલીનું સ્વાભાવિક વર્ણન છે. તે ઉંદરભાઇની નાત એટલા માટે કે તે બંને **કાતરી ખાનાર** વર્ગનાં પ્રાણી છે.

**રૂપાળી રાતલડી:**—સુંદર અજવાળી રાત્રિમાં ચંદ્ર, તારા અને વાદળીઓ મનોહર લાગે છે તેનું કલ્પનાચિત્ર છે. ચંદ્રના પ્રકાશને તેજના ફુવારા અને દૂધની ધારા જેવો કલ્પ્યો છે; તારાઓને વેરેલાં મોતી, ખીલેલાં ફૂલ અને મલકતાં મધુરાં મુખ જેવા કલ્પ્યા છે; વાદળીઓને સમુદ્રના મોટા તરંગ જેવી અને રાસ રમવા આનંદમાં આવેલી સખીઓના ઘેરા જેવી કલ્પી છે.

**મોતીડાં વિણાવે છે:**—રજની (રાત્રિ) ને મામી કહી છે કેમકે, જગતની માતા લક્ષ્મીનો ભાઈ ચંદ્ર છે તેને લોકો ચાંદા મામા કહે છે, અને રાત્રિ ચંદ્રની સ્ત્રી કહેવાય છે, માટે મામી. ચંદ્રને સૂર્યનો પ્રકાશ મળે છે માટે તેને તેનો પુત્ર માન્યો છે. અમાસને દિવસે સૂર્ય અસ્ત થયા પછી ચંદ્ર પણ ન હોય એટલે એ બંનેની ગેરહાજરીમાં રાત્રિ પૂર જોસમાં ખીલે છે અને તારા ખૂબ ચમકે છે; તે સ્થિતિમાં રાત્રિ જગત ઉપર બધે ખૂબ રમે છે એમ કલ્પ્યું છે. અને નવ લખ તારા એ તેનો હાર તૂટયો તેનાં મોતી કલ્પ્યાં છે. ચંદ્ર ઊગે ત્યારે ઘણા તારા દેખાતા નથી. તેથી બત્તી લઇને રાત્રિ પાસે વિણાવે છે એવી કલ્પના છે.

**તારલિયા:**—ચંદા (ચંદ્રને કન્યા કલ્પી છે તે) નો નવલખ હાર એ તારા છે, પણ તે આકાશના ઊંડા અંધારા પોલાણમાં રવડે છે-રખડે છે; તેને અહીં પૃથ્વી ઉપર, સૂર્ય ચંદ્રના પૂર્ણ પ્રકાશમાં આવવા માટે બોલાવે છે; અને માથાની કલગી, કંઠની માળા વગેરેમાં પોતાની પાસે રાખવાની ભાવના છે,

**સંતાકૂકડી:**—વાદળીઓ વચ્ચે છુપાતો અને ખુલ્લો થતો ચંદ્ર જાણે સંતાકૂકડીની રમત રમતો હોય અને પોતાનાં કિરણોથી વાદળીઓ સાથે વિવિધ ચેષ્ટા કરતો હોય તેવો કલ્પ્યો છે; કોઇ કાળી વાદળીની પાછળથી ચંદ્રનાં સીધાં કિરણો ફૂટતાં હોય છે તેને તેજના

ફુવારા કલ્પ્યા છે; વાદળીઓની ઉપર, નીચે, વચ્ચે એમ ચંદ્ર આવી જાય છે તે તેનાં જુદાં જુદાં અંગો ઉપર આવે છે એમ કલ્પ્યું છે. ચંદ્રની સામે આવતી વાદળીનો આગળનો ભાગ સફેદ પ્રકાશિત થાય છે ત્યારે તેના મોં પર દૂધની પિચકારી મારી હોય તેવી કલ્પના છે.

**કોયલડી:—**હુલરતી (લહેરાતી) કોયલ આંબાની ઘટામાં હીંચે છે. તે ટહુકા કરતી રસભરી મંજરીઓને ચૂગે છે; વસંત કૂંળી કૂંપળીઓને પોતાનાં બચ્ચાં પેઠે ચૂમે છે તે જોઇને એ ઘેલી ફરે છે, ભમરાની પાંખનો ગુંજારવ સારંગી જેવો ગુંજી રહે છે, તે સાથે કોયલ જાણે કે વસંતઋતુનાં ગીત લલકારે છે, અને વસંતને ફાલતી ફૂલતી જોઇને તે મસ્ત બની મહાલે છે.

**ચંદા:—**(ચંદ્રની કન્યારૂપે કલ્પના) તે ઊંચા આકાશમાં રમતી મસ્ત બની ભમે છે, જાણે મંડપના મધ્યમાં ચંદ્રમણિ હોય તેવી તે આકાશની વચ્ચે શોભે છે; એના અંગમાંથી અમૃતનાં ઝરણ ઝરે છે, એ ઝરણમાં તારાઓ ચમકારા કરતા તરે છે; એનું મુખ ગોરૂં અને ગોળ છે તે અજવાળાનું હાસ્ય હસે છે અને તે હાસ્યના મે વરસે છે. કેટલીય વાદળી તેની સાહેલી થઈને તેને ઘેરી લઈ ફૂદરડી ફરે છે.

ચંદા દેવકન્યાની પેઠે આકાશમાં નિતનિત ખીલે છે અને સૌના ઉપર અમૃત ઢોળે છે.

**તળાવડી:—**ખોબાસમી તળાવડી તે મનુષ્યનું હૃદય; નાવડી તે ભાવના; અમીરસપાણીડાં તે સૌંદર્યપ્રેમ; પાંખાળી પાવડી તે કલ્પના; સૌંદર્યપ્રેમથી ભરેલા હૃદયમાં હીંચતી ભાવનામાં રહી કલ્પનાથી ઉછાળેલો સૌંદર્યપ્રેમ સૂર્ય, ચંદ્ર, તારા વગેરે સૃષ્ટિનાં અંગોને ભીંજવી દે છે અને એ તળાવડી છલકીને રેલે છે ત્યાં દુઃખને દૂર કરી આનંદની ભરતી લાવે છે. એ જળમાં ઝીલવા માટે સાહેલીને આમંત્રણ છે.

**સોનેરી વીજળી:**—(૧) દિલમાં અનેક પ્રકારની આશાઓના થર ઊભરાય છે તેથી હૈયું હર્ષથી ગાજે છે અને સ્નેહના વિચારોની સોનેરી વીજળી ચમકી રહે છે.

(૨) દિવ્ય સ્વપ્નાં આવે છે, તેના સુખમય મીઠા સ્પર્શમાં સ્નેહની સોનેરી વીજળી ચમકી રહે છે.

(૩) આશાની અમૃત જેવી વાદળી જે ઊજળી હોય છે, તે નિરાશાના શ્યામરંગમાં શોભે છે, તેમાં પણ સ્નેહનીજ સોનેરી વીજળી ચમકી રહે છે.

(૪) સ્નેહીઓથી છૂટા રહેવું એ ઘેરી અંધારી વાટ સમું છે, પરંતુ તેમાં વ્હાલાં જનો આવે છે ને જતાં રહે છે તેમાં પણ તેનાં સ્નેહનાં સ્મરણોરૂપી સોનેરી વીજળી ચમકી રહે છે.

(૫) મોહના અંધકારથી છવાયેલા વિશ્વમાં, પણ રવિશશી સમા સંતની પ્રેમળ જ્યોત ઝળકે છે, તેમાં પણ સ્નેહની સોનેરી વીજળી ચમકી રહે છે.

(૬) સૂકા રણ જેવા સંસારમાં પણ સદ્‌ભાવરૂપી અમૃતરસના પ્રવાહ વહે છે, તેમાં પણ સ્નેહની સોનેરી વીજળી ચમકી રહે છે.

**પ્રેમબંસરી:**—વિશ્વપ્રેમની બંસરી અંત રહિત વાગી રહી છે. તેને સાંભળતાં પ્રાણ પરવશ થાય છે, રોમરોમ ચેતન જાગે છે અને આનંદ માતો નથી. ક્યાં વાગે છે તે જોવા બહાર જાઉં છું તો આંગણામાં સંભળાય છે, આંગણામાં જોઉં છું તો મંદિરમાં વાગી રહી જણાય છે અને મંદિરમાં જોવા જાઉં છું તો મારા અંતરમાંથીજ તેનો ધ્વનિ આવે છે; જ્યારે મારા અંતરમાંજ તેને સાંભળવા ઇચ્છું છું, ત્યારે તે વિશ્વપ્રેમનો નાદ આખા જગતમાં ગવાતો સંભળાય છે. એક દૃષ્ટિએ વિશ્વ જેટલા વિશાળ અંતરે દૂર બહુ દૂર છે, છતાં મારા અંતરમાં નજીકજ છે; તેને જે લક્ષ દઇને સાંભળે તે આનંદમય અને મસ્ત બની રહે છે.